અંક નં. ૧૨ બિસ્મીલ્લાહીર્રહમાનિર્રહીમ રમઝાન - ૧૪૩૫

# સિરાતે મુસ્તકીમ

(ફકત ખાનગી વિતરણ માટે)

**ઔર તુમ્હેં જો કુછ રસુલ દેં તો લે લો ઔર જિસ સે રોકે રુક જાઓ. (કુર્આન ૫૯ : ૭)**

## અહસનુલ બયાન

## સુરતુલ બકરઃ (આયત ૧૮૯ થી ૧૯૬)

૧૮૯. લોગ આપ સે નયે ચાંદ કે બારે મેં સવાલ કરતે હૈં, આપ કહ દીજિએ કિ યહ લોગોં (કી ઈબાદત) કે વકત ઔર હજ કે મૌસમ કે લિએ હૈ (એહરામ કી હાલત મેં) ઔર ઘરોં કે પીછે સે તુમ્હારા આના કોઈ નેક કામ નહીં, બલ્કિ નેક કામ વહ હૈ જો અલ્લાહ સે ડરતા હો, ઘરોં મેં ઉન કે દરવાજે સે આયા કરો,[1] ઔર અલ્લાહ સે ડરતે રહા કરો તાકિ તુમ કામયાબ હો જાઓ.

૧૯૦. ઔર લડો અલ્લાહ કી રાહ મેં ઉન સે જો તુમસે લડતે હૈ ઔર જુલ્મ ન કરો[2] અલ્લાહ (તઆલા) જાલિમ કો પસંદ નહીં કરતા હૈ.

૧૯૧. ઔર ઉન્હેં મારો જહાં ભી પાઓ ઉન્હેં નિકાલો જહાં સે ઉન્હોંને તુમ્હેં નિકાલા હૈ ઔર (સુનો) ફિત્ના (લડાઈ, ઝગડા, ફસાદ) કત્લ સે જયાદા બુરા હૈ[3] ઔર મસ્જિદે હરામ કે પાસ ઉન સે લડાઈ ન કરો, જબ તક કિ વે ખુદ તુમ સે ન લડે, અગર વે તુમ સે લડેં, તો તુમ ભી ઉન્હેં મારો,[4] કાફિરો કા બદલા યહીં હૈ.

૧૯૨. અગર વે રૂક જાયેં, તો અલ્લાહ (તઆલા) બહુત બખશને વાલા રહમ કરને વાલા હૈ.

૧૯૩. ઔર ઉન સે લડો, જબ તક કિ ફિતના ન મિટ જાયે, ઔર અલ્લાહ (તઆલા) કા દીન રહ જાએ, અગર વહ રૂક જાયેં (તો તુમ ભી રૂક જાઓ) જુલ્મ તો કેવલ જાલિમોં પર હૈ.

1. અન્સાર જાહિલિયત કે દૌર મેં જબ હજ્જ યા ઉમરઃ કા એહરામ (હજ ઔર ઉમરઃ કે લિએ એક ખાસ હાલત જિસ મેં મર્દ એક લુંગી ઔર એક ઓઢને કી ચાદર જો ધાર્મિક નિયમાનુસાર લપેટી જાયે, બાંધતા હૈ) બાંધ લેતે ઔર ફિર ઉસકે બાદ કિસી ચીજ કી જરૂરત પડતી, તો અપને ઘરો મેં મુખ્ય દરવાજે સે ન દાખિલ હોતે, બલ્કિ પીછે કી દીવાર લાંઘ કર દાખિલ હોતે, ઈસકો વહ સવાબ સમઝતે, અલ્લાહ તઆલા ને કહા કિ યહ સવાબ નહીં હૈ. (એસરૂતફાસીર)

2. ઈસ આયત મેં પહલી બાર ઉન લોગોં સે લડને કા હુકમ દિયા ગયા હૈ, જો હમેશા મુસલમાનોં કે કત્લ કરને કે ખ્યાલ મેં રહતે થે, ફિર ભી જયાદતી સે રોકા ગયા હૈ, જિસકા મતલબ યહ હૈ કિ કુચલો નહીં, ઔરતો, બચ્ચોં, બૂઢોં કો જિનકા જંગ મેં યોગદાન ન હો કત્લ મત કરો, પેડ વગૈરહ કો જલા દેના, જાનવરોં કો બિલા વજહ માર ડાલના ભી જયાદતી હૈ, ઈન સે બચા જાયે. (ઈબ્ને કસીર)

3. મજહબ ઈસ્લામ કે શુરૂઆતી દૌર મેં મક્કા શહર મેં ચૂંકિ મુસલમાન કમજોર ઔર બિખરે હુએ થે, ઈસલિએ કાફિરોં સે લડના મના થા, જબ મુસલમાન મક્કા શહર સે હિજરત કરકે મદીને આયે તો મુસલમાન કી સારી તાકત જમા હો ગયી, ફિર ઉનકો જિહાદ કરને કા હુકમ અતા કિયા ગયા, શુરૂ મેં આપ કેવલ ઉન્હીં સે લડતે જો મુસલમાનોં સે લડતે, લેકિન ઈસ કે બાદ ઈસકો ઔર બઢાયા ગયા ઔર મુસલમાનોં ને જરૂરત કે એતબાર સે કાફિરોં કે ઈલાકે મેં ભી જાકર જિહાદ કિયા.

4. હરમ કે હુદૂદ મેં લડના મના હૈ, લેકિન અગર કાફિર ઈસકી રિઆયત ન કરેં ઔર તુમ સે લડે તો તુમ્હેં ભી ઉન સે લડને કા હુકમ હૈ.

૧૯૪. હુરમત વાલે મહીને કે બદલે હુરમત વાલે મહીનેં હૈં ઔર હુરમતેં અદલે-બદલે કી હૈ, જો તુમ પર જુલ્મ કરે તુમ ભી ઉસ પર ઉસ તરહ કા જુલ્મ કરો જો તુમ પર કિયા હૈ ઔર અલ્લાહ તઆલા સે ડરતે રહા કરો ઔર જાન રખો કિ અલ્લાહ (તઆલા) પરહેજગારોં કે સાથ હૈ.

૧૯૫. ઔર અલ્લાહ કી રાહ મેં ખર્ચ કરો ઔર અપને હાથોં કષ્ટ મેં ન પડો, ભલાઇ કરો અલ્લાહ ભલાઇ કરને વાલોં સે પ્રેમ કરતા હૈ.

૧૯૬. ઔર હજ વ ઉમરે કો અલ્લાહ તઆલા કે લિએ પૂરા કરો,[1] ઔર અગર તુમ રોક દિયે જાઓ, તો જો ભી કુર્બાની કા જાનવર હો ઉસે કુર્બાની કર ડાલો,[2] ઔર અપને સિર ન મુંડવાઓ જબ તક કિ કુર્બાની કુર્બાનગાહ તક ન પહુંચ જાયે, ઔર તુમ મેં સે જો બીમાર હો યા ઉસકે સિર મેં કોઈ દર્દ હો જિસકી વજહ સે વહ સિર મુંડવા લે તો ઉસ પર ફિદિયા હૈ કિ ચાહે તો રોજા રખ લે, યા ચાહે તો સદકા દે, યા કુર્બાની કરે[3] લેકિન જૈસે હી શાન્તિ કી હાલત હો જાયે, તો જો ઉમરે સે લેકર હજ તક તમત્તુઅ (લાભાન્વિત) કરે, બસ ઉસે જો ભી કુર્બાની મૌજૂદ હો ઉસે કર ડાલે, જિસમેં તાકત ન હો વહ તીન રોજે તો હજ કે દિનોં મેં રખ લે ઔર સાત વાપસી મેં યહ પૂરે દસ હો ગયે,[4] યહ હુકમ ઉન કે લિએ હૈ જો મસ્જિદે હરામ (મક્કા) કે રહને વાલે ન હો[5] (લોગો)! અલ્લાહ સે ડરતે રહો ઔર જાન લો કિ અલ્લાહ (તઆલા) સખ્ત સજાયેં દેને વાલા હૈ.

1. યાની, હજજ યા ઉમરે કા ‘‘એહરામ’’ બાંધ લો, તો ઉસકો પૂરા કરના જરૂરી હૈ, ચાહે નફલી હજજ વ ઉમરઃ હી હો. (એસરૂત્તફાસીર)

2. અગર રાસ્તે મેં દુશ્મન યા ભયંકર બીમારી કી વજહ સે રૂકાવટ આ જાયે, તો એક જાનવર (હદી) બકરી, ગાય યા ઉંટ જો ભી હો, વહીં કુર્બાની દેકર સિર મુંડા લો ઔર એહરામ ખોલ દો, જિસ તરહ નબી (સ.અ.વ.) ઔર આપ કે સહાબા ને હુદૈબિયા કી જગહ પર કુર્બાનિયોં કી બલિ દી થી, હુદૈબિયા કા મુકામ ‘‘હરમ’’ કે હુદૂદ સે બાહર હૈ. (ફતહુલ કદીર) ઔર અગલે સાલ ઉસકી કજા દો જૈસે નબી (સ.અ.વ.) ને ૬ હિજરી વાલે ઉમરે કી કજા ૭ હિંજરી મેં દી.

3. યાની (અર્થાત) ઉસકો કોઇ ઐસા રોગ હો જાયે કિ ઉસકો સિર મુંડવાના પડ જાયે, તો ઉસકા ફિદિયા (પ્રતિશોધ) જરૂરી હૈ. હદીસ કે અનુસાર ઐસે ઇન્સાન કો ચાહિએ કિ વહ ૬ ભૂખે લોગોં કો ભોજન કરાયે યા એક બકરી કી બલિ (કુર્બાની) દે યા તીન રોજે (વ્રત) રખે.

4. હજ તીન તરહ સે કિયા જા સકતા હૈ, જિન કે તીન નામ હૈં. (૧) ઇફરાદ - સિર્ફ હજજ કે ઈરાદે સે એહરામ બાંધના, (૨) કિરાન હજજ ઔર ઉમરાઃ દોનો કા ઈરાદા એક સાથ કરકે એહરામ બાંધના, ઈન દોનો હાલતોં મેં હજજ કે સભી અરકાન પૂરા કિયે બિના અહરામ ખોલના જાયજ (ઉચિત) નહીં હૈ. (૩) હજજ-એ-તમત્તુઅ - ઇસ મેં ભી હજજ ઔર ઉમરઃ દોનો કા ઈરાદા હોતા હૈ, લેકિન પહલે કેવલ ઉમરઃ કા ઈરાદા કરકે એહરામ બાંધા જાતા હૈ, ઔર ફિર ઉમરઃ કરકે એહરામ ખોલ દિયા જાતા હૈ ઔર ફિર ૮ જિલહિજ્જા કો હી હજજ કે લિએ મક્કા હી સે દોબારા એહરામ બાંધા જાતા હૈ, તમત્તુઅ કા મતલબ હૈ, ફાયેદા ઉઠાના, યા એહરામ ઉતારકર ઉમરઃ ઔર હજજ કે બીચ ફાયેદા ઉઠા લિયા જાતા હૈ, હજજ-કિરાન ઔર હજજ-તમત્તુઅ દોનો મેં હી એક હદી (એક જાનવર કી કુર્બાની) દેની હૈ. ઈસ આયત મેં ઈસી હજજ તમત્તુઅ કે હુકમ કા બયાન હૈ, તમત્તુઅ કરને વાલા તાકત કે એતબાર સે ૧૦ જિલહિજ્જા કો એક જાનવર કી કુર્બાની દે, અગર કુર્બાની દેનેં કી તાકત ન હો, તો તીન રોજે હજજ કે દિનોં મેં ઔર સાત ઘર જાકર પૂરા કરે, હજજ કે દિન, જિન મેં રોજે રખને હૈ ૯ જિલહિજ્જા (અરફાત કા દિન) સે પહલે યા તશરીક કે દિન હૈં. (ફતહુલ કદીર)

5. યા તમત્તુઅ ઔર ઉસકે કારણ હદી યા રોજે સિર્ફ ઉન લોગોં કે લિએ હૈ જો મક્કાવાસી ન હોં.

# ઈદના ઈસ્લામી નિયમો

ઈદ અત્યંત ખુશીનો દિવસ છે. માણસ એક મહીનો ભૂખ્યો-તરસ્યો રહી હકીકી માલિક (અલ્લાહ)ની ઈબાદત/બંદગી કરે છે અને પોતાના મનને શુદ્ધ કરી પવિત્ર બનાવી લે છે. ખરેખર રમઝાનનો મહીનો અલ્લાહ તરફથી મોમિન લોકો માટે મનની સચ્ચાઇનો એક ટ્રેનીંગ કોર્સ છે. રોઝાઓ દરમિયાન રોઝદારને એવી ઘણી વાતોનું અનુભવ થાય છે. દા.ત. આખો દિવસ ભૂખ્યા તરસ્યા રહેવાથી તેને ભૂખનો અંદાજ આવી જાય છે જેને ઘણા ગરીબ લોકો નિર્ધનતાને કારણે વારેઘડીએ વેઠતા હોય છે. આના કારણે તેમની અંદર ગરીબ-મોહતાજ અને નિરાધાર લોકોની મદદ કરવા માટે પ્રેરણા જાગે છે. (તેની સાથે સાથે) અલ્લાહની તાબેદારી/રસુલ (સ.અ.વ.)ના ફરમાનોનું પાલન તેમજ દીન ઉપર મજબુતી સાથે કાયમ રહેવાનો બોધપાઠ મળે છે. (યાદ રાખો) ઈદની સાચી ખુશી તે લોકો માટે હોય છે જે રમઝાન મહીનાને તમામ ઈસ્લામી હુકમોનો અમલ કરી પૂરો કરે છે. દરેક ધર્મમાં આનંદ ઉત્સવના ઘણા દિવસો હોય છે. પરંતુ ઈસ્લામમમાં બે તહેવારોને જ આનંદ ખુશી મનાવવા માટે હુકમ અપાયેલ છે. રસુલુલ્લાહ (સ.અ.વ.) ફરમાવે છે કે, અલ્લાહતઆલાએ તમારા માટે બે દિવસ ખુશીના નક્કી કરી દીધેલ છે. અને તે ઈદુલ ફિત્ર અને ઈદુલ અઝહા (બકરી ઈદ) છે. (અબુદાઉદ હદીષ નં. ૧૧૩૪ મિશ્કાત ભાગ-૧ પાના ૭૦૨)

માલુમ થયું કે, મુસલમાનો માટે ફકત બે ઈદો છે (૧) ઈદુલ ફિત્ર જે રમઝાનના રોઝાઓ પૂરા થઇ જવાની ખુશીમાં શવ્વાલ મહીનાની પહેલી તારીખે મનાવવામાં આવે છે અને બીજી ઈદુલઅઝહા જે ઈબ્રાહિમ અ.સ.ની યાદગાર સુન્નત તરીકે મનાવવામાં આવે છે. આ બન્ને ઈદો સિવાય અન્ય બીજા દિવસોને ઈદ ઉત્સવ તરીકે મનાવવું અથવા તે દિવસોને ઈદ કહેવું તે ઈસ્લામી શરીઅતમાં પ્રમાણિત (જાઇઝ) તેમજ દુરસ્ત નથી. આગળ કુર્આન અને હદીષના સત્ય પ્રકાશમાં ઈદના કેટલાક ઈસ્લામી હુકમો વર્ણવામાં આવે છે જેનું પાલન દરેક મુસલમાનોએ કરવું જરૂરી છે.

ઈદના દિવસે ગુસલ (સ્નાન) કરવું અત્તર/ખુશ્બુ લગાવવી તેમજ સારા નવા કપડા પહેરવા જોઇએ. હઝરત ઈબ્ને અબ્બાસ (રઝિ.) થી રિવાયત છે કે, રસુલુલ્લાહ (સ.અ.વ.) એ ફરમાવ્યુ કે, ખરેખર આ (જુમ્અહના દિવસ) ને અલ્લાહતઆલાએ મુસલમાનો માટે ઈદ બનાવેલ છે તેથી જે વ્યકિત જુમ્અહ પઢવા આવે તે ગુસલ સ્નાન કરે અને જો ખુશ્બુ-અત્તર હોય તો તેનો ઉપયોગ કરે અને મિસ્વાક દાતણ તો જરૂર કરો. (ઈબ્નેમાજહ હદીષ નં. ૧૦૯૮)

આ હદીસમાં જુમ્અહના દિવસે ગુસલ કરવું/ખુશ્બુ લગાવવી અને મિસ્વાક કરવાનો કારણ એ બયાન કરવામાં આવેલ છે કે, અલ્લાહતઆલાએ જુમ્અહના દિવસને ઈદ બનાવેલ છે. તો ઈદના દિવસે તો આ ત્રણેય કામો (નવા કપડા/ખુશ્બુ લગાવવી તેમજ મિસ્વાક કરવું) કરવા વધારે જરૂરી છે. આગળ ઈમામ માલિક (રહ.) હઝરત નાફેઅ (રઝિ.) થી થયેલ રિવાયત નકલ કરેલ છે કે, નિઃશંક હઝરત અબ્દુલ્લાહ બિનઉમર (રઝિ.) ઈદુલ ફિત્રના દિવસે ઈદગાહ જતા પહેલા ગુસલ કરી લેતા હતા. (અલમુઅત્તા કિતાબુલ ઈદૈન વ મુસન્નફ ઈબ્ને અબીશૈબહ ૨/૧૮૧ ઈમામ નવ્વીએ

તેને સહીહ કરાર આપેલ છે) (જુઓ અલમજમૂઅ ૫/૧૦) ઇમામ ઇબ્ને કૈયિમ (રહ.) બયાન કરે છે કે, રસુલુલ્લાહ (સ.અ.વ.) ઇદના પ્રસંગે પોતાનો સૌથી સરસ મનગમતો ડ્રેસ પહેરતા હતા. (ઝાદુલમઆદ ૧/૧૨૪) અને હઝરત અબ્દુલ્લાહ બિન ઉમરના બારામાં ઇમામ બેહકીએ નાફેઅ (રઝિ.) થી રિવાયત નકલ કરેલ છે કે, નિઃશંક હઝરત ઇબ્ને ઉમર (રઝિ.) ઇદના પ્રસંગોમાં પોતાનો સૌથી કિમતી ડ્રેસ પહેરતા હતા. (અસ્સુનનુલ-કુબ્રાલિલબૈહકી ૧/૨૮૧ હાફિઝ ઇબ્નેહજરે તેને સહીહ કરાર આપેલ છે. જુઓ ફત્હુલબારી ૨/૩૬૫)

ઇદુલફિત્રમાં સુન્નત તરીકો એ છે કે ઇદની નમાઝ માટે રવાના થતા પહેલા ખજુરો તાક (એકી) સંખ્યામાં ખાવી જોઇએ. હઝરત અનસ (રઝિ.) થી રિવાયત છે કે, રસુલુલ્લાહ (સ.અ.વ.) ઇદના દિવસે અમુક તાક ખજૂરો ખાઇને ઇદગાહ જતા હતા. (સહીહ બુખારી કિતાબુલ ઈદૈન) જો ખજૂરો ન મળે તો જે વસ્તુ હાજર હોય તે ખાઇ લેવી જોઇએ. જો પાણી સિવાય બીજું કંઇ હાજર ન હોય તો પાણી જ પી લેવું જોઇએ. (અલ્મુગ્ની ૩/૨૫૯, ફત્હુલબારી ૨/૩૭૨-૩૭૩)

**ઇદગાહમાં ઇદની નમાઝ અદા કરવી :**

સુન્નત છે કે, ઇદની નમાઝ ઇદગાહમાં અદા કરવામાં આવે ઘણી હદીષોથી એ વાત ષાબિત છે કે, રસુલુલ્લાહ (સ.અ.વ.) ઇદની નમાઝ ઇદગાહમાં પઢાવતા હતા જેમ કે, બુખારીમાં હઝરત અબુસઇદ (રઝિ.) થી રિવાયત છે કે, રસુલુલ્લાહ (સ.અ.વ.) ઇદુલફિત્ર અને ઇદુલઅઝહાના દિવસોમાં ઇદગાહમાં જતા હતા. (સહીહ બુખારી કિતાબુલ ઈદૈન)

**ઔરતો (સ્ત્રીઓ) નું ઇદગાહમાં જવું :**

રસુલુલ્લાહ (સ.અ.વ.) એ મુસલમાન ઔરતોને ઇદના અવસરે ઇદગાહ જવાનો હુકમ આપેલ છે જેમ કે, હઝરત ઉમ્મેઅતિયહ (રઝિ.) થી રિવાયત છે કે, અલ્લાહના રસુલ (સ.અ.વ.) એ અમને હુકમ આપ્યો કે, અમે નવયુવાન કુંવારી છોકરીઓ તેમજ માસિકગ્રસ્ત અને પર્દો/ઓઝલ કરતી ઔરતોને પણ ઇદગાહમાં લઇ જઇએ. હા હૈઝવાળી (માસિકસ્ત્રાવ ગ્રસ્ત) ઔરતો નમાઝ પઢવાથી દૂર રહેશે પણ તે ભલાઇ અને મુસલમાનોની દુઆઓમાં શામેલ રહેશે. (બુખારી-મુસ્લિમ)

**બચ્ચાઓનું ઇદગાહમાં જવું :**

ઇદના અવસરે બચ્ચાઓને ઇદગાહમાં લઇ જવું સુન્નતથી સાબિત છે. હઝરત ઇબ્ને અબ્બાસ (રઝિ.) થી રિવાયત છે તેઓ કહે છે કે, હું રસુલુલ્લાહ (સ.અ.વ.)ની સાથે ઇદુલફિત્રના દિવસે ઇદગાહમાં જવા માટે નીકળ્યો આપ (સ.અ.વ.) એ ત્યાં નમાઝ પઢાવી અને પછી ખુતબો આપ્યો પછી ઔરતોની પાસે ગયા તેમને વઅઝ (તકરીર) બોધપાઠ સંભળાવ્યા અને સદકાઓ કરવાનો હુકમ આપ્યો. (બુખારી, કિતાબુલ ઈદૈન) ઇદગાહ પગપાળા (પૈદલ) જવું જોઇએ અને સુન્નત એ છે કે, ઇદગાહમાં જવાનો તેમજ ત્યાંથી આવવાનો રસ્તો બદલી નાખવામાં આવે. એટલે કે, એક રસ્તાથી ઇદગાહ જાય અને બીજા રસ્તાથી પાછો વળે. (બુખારી કિતાબુલ ઈદૈન)

**ઇદની નમાઝોનો સમય :**

ઇદની નમાઝોનો સમય સુરજ નીકળ્યા પછી જયારે એક (નેઝહ) નિશાન (ખંજર

બરાબર) સુધી ઉંચે ચઢે તેવા સમયે ઇદની નમાઝનો સમય શરૂ થઇ જાય છે. ઇદની નમાઝ તુરંત જ અદા કરવા માટેની દલીલ તે હદીષ દ્વારા મળે છે જેને ઇમામ બુખારી (રહ.) એ હઝરત બરાઅ બિન આઝિબ (રઝિ.) થી રિવાયત કરેલ છે કે, રસુલુલ્લાહ (સ.અ.વ.) એ કુરબાનીના દિવસે અમને ખુત્બો સંભળાવ્યો કે, વાસ્તવમાં આ દિવસે અમે જે કામ કરીને શરૂઆત કરીએ છીએ તે નમાઝ અદા કરીને કરીએ છીએ ત્યારબાદ ઘરે જઇ કુરબાની કરીએ છીએ. જે પણ માણસ એ પ્રમાણે કરશે તો (સમજો) તેને મારી સુન્નત હાસલ થઇ ગઇ. (બુખારી કિતાબુલ ઈદૈન) અલબત્ત રસુલુલ્લાહ (સ.અ.વ.) ઇદુલફિત્રની નમાઝ મોડે મોડે અદા ફરમાવતા અને ઇદુલ અઝહા જલ્દી પઢતા. (ઝાદુલમઆદ ભાગ ૧-૧૨૧)

ઇદની નમાઝ માટે અઝાન તેમજ તકબીર નથી જેમ કે હઝરત જાબિર બિન સમુરહ રઝિ. થી રિવાયત છે કે મેં રસુલુલ્લાહ (સ.અ.વ.) ની સાથે ઇદની નમાઝ કેટલીયવાર અઝાન અને ઇકામત વિના પઢી છે. (મુસ્લિમ કિતાબ સલાતુલ ઈદૈન)

**ઇદગાહમાં સુતરહ (દિશાસૂચક નિશાની) ની વ્યવસ્થા :**

રસુલુલ્લાહ (સ.અ.વ.) ઇદની નમાઝ માટે પોતાની સામે સુતરહ (આડશ) રાખવાનું બહુ જ ખ્યાલ રાખતા હતા. જેમ કે હઝરત ઉમર (રઝિ.) થી રિવાયત છે કે, રસુલુલ્લાહ (સ.અ.વ.) જયારે ઇદના દિવસે ઇદગાહ તરફ જતા તો પોતાની સામે ખંજર (ભાલો) લગાવવાનો હુકમ આપતા. પછી તેની તરફ મોઢું રાખી નમાઝ પઢાવતા અને બધા લોકો આપની પાછળ રહેતા. આપ (સ.અ.વ.) મુસાફરીમાં પણ એવી રીતે કરતા. (બુખારી કિતાબુસ્સલાત બાબ સિતરહ) આ હદીષથી માલુમ પડયું કે ઇમામો ઇદની નમાઝ પઢાવતી વખતે પોતાની સામે સુતરહ રાખવાની વ્યવસ્થા કરે અલબત્ત જો ઇદગાહમાં દિવાલ વગેરે આડશ તરીકે ચણાયેલી હોય તો ત્યારે કોઇ બીજી વસ્તુનો સુતરો રાખવાની જરૂરત રહેતી નથી.

**ઇદની નમાઝ પહેલા અથવા નમાઝ પછી કોઇ નફિલ નમાઝ નથી :**

ઇદની નમાઝની ફકત (૨) રકઅતો છે તે પહેલા અથવા પછી કોઇ નફલી નમાઝ નથી. જેમ કે હઝરત ઇબ્ને અબ્બાસ (રઝિ.) થી રિવાયત છે કે, રસુલુલ્લાહ (સ.અ.વ.) એ ઇદુલ ફિત્રના દિવસે ફકત ૨ રકઅત નમાઝ પઢી તેના પહેલા અથવા તેના પછી કોઇ અન્ય નફલી નમાઝ પઢી નથી. (બુખારી/મુસ્લિમ)

**ઇદની નમાઝ ખુત્બહ પહેલા અદા કરવી જોઇએ :**

સુન્નત એ છે કે, પહેલા ઇદની નમાઝ અદા કરવામાં આવે ત્યારબાદ ઇદનો ખુત્બો શરૂ કરવામાં આવે. જેમ કે, હઝરત ઇબ્ને અબ્બાસ (રઝિ.) થી રિવાયત છે કે, હું રસુલુલ્લાહ (સ.અ.વ.), અબુબકર, ઉમર, ઉસમાન (રઝિ.) ની સાથે ઇદના અવસરે હાજર હતો તે બધા ઇદની નમાઝ ઇદના ખુત્બહ પહેલા અદા કરતા હતા. (બુખારી/મુસ્લિમ)

ઇદની નમાઝ પણ બીજી નમાઝો માફક (૨) રકઅત નમાઝ છે. અલબત્ત તેમાં તકબીરોનો વધારો છે તે તકબીરોની સંખ્યા અને સમયના સંબંધે સુન્નત તરીકો એ છે કે, પહેલી રકઅતમાં તકબીરે તહરીમહ પછી અને કિર્અત પહેલા સાત તકબીરો કહેવામાં આવે અને બીજી રકઅત માટે ઉભા થઇ ગયા પછી અને કિર્અતથી પહેલા પાંચ તકબીરો

કહેવામાં આવે. રસુલુલ્લાહ (સ.અ.વ.) ની ઇદની નમાઝમાં તકબીરોની સંખ્યા વિશે હઝરત અબ્દુલ્લાહ બિન ઉમર (રઝિ.) થી રિવાયત છે કે, રસુલુલ્લાહ (સ.અ.વ.) એ ઇદની નમાઝમાં કુલ ૧૨ તકબીરો પઢી હતી. સાત પહેલી રકઅતમાં અને પાંચ બીજી રકઅતમાં. આપ (સ.અ.વ.) એ ઇદથી પહેલા અથવા બાદમાં કોઇ નમાઝ પઢી નથી. (સહીહ ઇબ્નેમાજહ ૧/૧૪૨ હદીષ નં. ૧૨૭૭) ઇદની તકબીરોની સાથે બન્ને હાથ ઉપાડવા જાઇઝ અને દુરસ્ત છે. રસુલુલ્લાહ (સ.અ.વ.) દરેક તકબીરમાં હાથ ઉપાડતા. જેમ કે, હઝરત વાઇલ બિન હજરહઝરમીથી રિવાયત છે કે, મેં રસુલુલ્લાહ (સ.અ.વ.) ને દરેક તકબીર સાથે હાથ ઉપાડતા જોયેલ છે. (મુસનદ અહમદ ૪/૩૧૬ શેખ અલ્બાનીએ આ હદીષને હસન કરાર આપેલ છે) (જુઓ અર્વાઉલગલીલ ૩/૧૧૩) હઝરત ઇબ્નેઉમર (રઝિ.) જેવા સુન્નતેરસૂલના તાબેદાર સહાબીથી સાબિત છે કે, આપ (સ.અ.વ.) તકબીરો સાથે હાથ ઉપાડતા હતા. (ઝાદુલમઆદ ૧/૪૪૧)

**ઇદની રકઅતોમાં કિર્અત :**

ઇદની નમાઝમાં સુરએ ફાતેહા પઢયા બાદ પહેલી રકઅતમાં સુરએ કાફ અને બીજી રકઅતમાં સુરએ અલ-કમર આપ (સ.અ.વ.) એ પઢેલ છે. જેમ કે, ઉબૈદુલ્લાહ બિન અબ્દુલ્લાહ (રઝિ.) થી રિવાયત છે કે, મેં હઝરત ઉમર (રઝિ.) અને અબુ વાકિદલૈષી (રઝિ.) ને પૂછયું કે, રસુલુલ્લાહ (સ.અ.વ.) ઇદુલફિત્ર અને ઇદુલ અઝહામાં શું પઢતા હતા ? તો જવાબ આપ્યો કે, સુરએ કાફ અને સુરએ અલ-કમર પઢતા હતા. (સહીહ મુસ્લિમ) અને નોઅમાન બિન બશીર (રઝિ.) થી રિવાયત છે કે, રસુલુલ્લાહ (સ.અ.વ.) બન્ને ઇદ અને જુમ્અહની નમાઝમાં સુરએ અઅલા અને સુરએ-અલ-ગાશિયાહ પઢતા હતા. (સહીહ મુસ્લિમ)

ઇદગાહમાં જતા અને આવતા રસ્તામાં અને ઇદગાહમાં રોકાણ દરમ્યાન ખૂબ જ તકબીરો પઢવી જોઇએ. તકબીરો આ પ્રમાણે છે.

**અલ્લાહુ અકબર-અલ્લાહુ અકબર-લા ઈલાહ-ઈલ્લલ્લાહ-વલ્લાહુ અકબર-અલ્લાહુ અકબર-વલિલ્લાહિલહમ્દ. (તેમજ) અલ્લાહુ અકબર-અલ્લાહુ અકબર-કબીરા-વલ્હમ્દુલિલ્લાહિકષીરા-સુબ્હાનલ્લાહિ-બુકરતંવ-અસીલા.** (ફત્હુલ-બારી વિ.)

**જુમ્અહના દિવસે ઇદ :**

ઇદ અઠવાડિયાના કોઇપણ દિવસે હોઇ શકે છે. ઘણી વખત ઇદ જુમ્અહના દિવસે થાય છે. જુમ્અહના દિવસે જો ઇદ આવે તો તમામ મુસલમાનો ઈસ્લામી બંધારણ મુજબ ઇદની નમાઝ અદા કરશે. અલબત્ત જુમ્અહના સંબંધમાં તેમને એ છૂટ મળશે કે જો તેઓ ઇચ્છે તો જુમ્અહમાં શામેલ થાય અથવા ન થાય. હઝરત અબુહુરૈરહ (રઝિ.) થી રિવાયત છે કે, રસુલુલ્લાહ (સ.અ.વ.) એ ફરમાવ્યું કે, તમારા માટે આ દિવસે બે ઇદ ભેગી થઇ જાય છે. અગર કોઇ ઇચ્છે તો ઇદની નમાઝ અદા કરે (કેમ કે) તે જુમ્અહની નમાઝ અદા કરવાની પૂર્તિ થઇ જશે અને અમે તો જુમ્અહમાં શામેલ થશું. (અબુદાઉદ હદીષ નં. ૧૦૭૩) આ હદીષથી માલુમ થયું કે, રસુલુલ્લાહ (સ.અ.વ.) ઇદ અને જુમ્અહ બન્ને એક દિવસમાં જમા થઇ જતા તો ઇદ અને જુમ્અહની બન્ને નમાઝો અદા ફરમાવતા હતા.

સાઉદી અરબના મુફતી આઝમ શેખ ઇબ્નેબાઝ (રહ.) તેના વિશે ફરમાવે છે કે,

જુમ્અહના ખતીબ ઉપર વાજિબ છે કે, ઇદ અને જુમ્અહ એક જ દિવસે ભેગી થઇ જતા જુમ્અહ મસ્જિદમાં પઢાવે. રસુલુલ્લાહ (સ.અ.વ.) ઇદના દિવસે પણ જુમ્અહની વ્યવસ્થા કરતા હતા. લોકોને ઇદની નમાઝ પઢાવતા ત્યારબાદ જુમ્અહ પણ પઢાવતા હતા. જેમ કે નોઅમાન બિન બશીર (રઝિ.) ની રિવાયતમાં છે કે, જયારે ઇદ અને જુમ્અહ એક જ દિવસે એકઠી થઇ જાય તો આપ (સ.અ.વ.) બન્ને નમાઝોમાં આ જ બન્ને સુરતો પઢતા એટલે કે, સુરએ અઅલા અને સુરએ અલ્ગાશિયહ. (મુસ્લિમ)

**ઇદના દિવસે પ્રમાણિત ફાયદાકારક રમત-ગમત રમવાની ષાબિતી :**

નિઃશંકપણે હદીષો દ્વારા સાબિત થાય છે. પણ તેને ફિલ્મો જોવી તેમજ નિર્લજ્જ સ્થાનો ઉપર હરવું ફરવું તેમજ બીજા મનાઇ થયેલા ખેલો રમતો માટે દલીલ બનાવી શકાય નહીં. શરીઅતના નિયંત્રણમાં રહી મુસલમાનોએ આનંદ/ઉલ્લાસ જાહેર કરવા જોઇએ.

**ઇદની મુબારકબાદી :**

મારા અલ્પ જ્ઞાન પ્રમાણે ઇદ પછી એકબીજાને મુબારકબાદી આપ-લે કરવી તેના વિશે રસુલુલ્લાહ (સ.અ.વ.) થી કંઇ સાબિત નથી.

અલબત્ત સહાબાઓ (રઝિ.) થી એવું કરવું સાબિત છે. હઝરત મોહંમદ બિન ઝિયાદ ફરમાવે છે કે, હું હઝરત અબુ ઉમામહ (રઝિ.) અને નબી (સ.અ.વ.) ના અન્ય સહાબીઓ (રઝિ.) ની સાથે હતો તેઓ ઇદગાહથી પાછા વળતા એકબીજાને કહેતા કે, **તકબ્બલલ્લાહુ-મિન્નાવમિન્ક.** (અલ્મુગ્ની ૩/૨૯૪) ઇમામ અહમદે આ રિવાયતને જય્યદ (સારી) કરાર આપેલ છે. એટલે કે, અલ્લાહ અમારા અને તમારા (અમલો) કબૂલ ફરમાવે. એવી જ રીતે હાફિઝ ઇબ્ને હજર (રહ.) જબ્ર બિન નુફેરના વિશે નકલ કરેલ છે કે, રસુલુલ્લાહ (સ.અ.વ.) ના સહાબાઓ જયારે ઇદના દિવસે મુલાકાત કરતા તો એકબીજાને કહેતા કે, તકબ્બ-લલ્લાહુમિન્નાવ-મિન્ક. (ફત્હુલબારી ૨/૩૭૧) હાફિઝ ઇબ્નેહજર (રહ.) એ રિવાયતની સનદને હસન કરાર આપેલછે. (જુઓ ફત્હુલબારી)

આ હદીષથી માલુમ પડયું કે, અગર કોઇ વ્યકિત એવી રીતે મુબારકબાદી આપે તો કંઇ વાંધો નથી. અલ્લાહતઆલા અમો સૌને સુન્નત પ્રમાણે ઇદની ખુશીઓ મનાવવાની તૌફીક બખ્શે. આમીન

## શવ્વાલના છ રોઝાઓ

**અન-અબી-ઐયૂબ-રઝિયલ્લાહુ-અન્હુ-કાલ-કાલ-રસુલુલ્લાહુ-સલ્લલ્લાહુ- અલૈહિવસલ્લમ મન-સામ-રમઝાન-ષુમ્મત્તબઅહુ સિત્તન મિન શવ્વાલ ફઝાક-સિયામુદ્દહર. (મુસ્લિમ ૨/૮૨૨)**

હઝરત અબુ ઐયુબ અન્સારીથી રિવાયત છે કે રસુલુલ્લાહ (સ.અ.વ.) એ ફરમાવ્યું કે, જે મુસલમાન વ્યકિત રમઝાનના રોઝાઓ રાખે ત્યારબાદ શવ્વાલના છ રોઝાઓ રાખવાની વ્યવસ્થા કરે તો જાણે કે તેણે પુરા એક વરસના રોઝાઓ રાખ્યા.

ઈસ્લામનાં ચાર મૂળભૂત અરકાનોની અંદર ફરજથી પહેલા અને ફરજ પછી પણ અમુક અમલો રાખવામાં આવેલા છે. જેમને સુનનેરાતિબહ કહેવામાં આવે છે. તે અમલો રસુલુલ્લાહ (સ.અ.વ.) થી સાબિત થયેલા પ્રમાણિત છે અને રસુલુલ્લાહ (સ.અ.વ.) એ પોતાની હયાતીમાં ઘણી જ પાબંદી સાથે તેને અદા ફરમાવેલ છે.

શવ્વાલના છ રોઝાઓ શશઈદીના નામથી ઓળખાય છે. આ છ રોઝાઓની હેસિયત (સ્થિતિ) રમઝાનના ફરજ રોઝાઓ અદા કર્યા બાદ એવી જ છે જેવી રીતે ફરજ નમાઝ પઢયા બાદ સુન્નતો પઢવામાં આવે છે. હદીષે નબવીમાં સિયામુદ્દહરનો મતલબ એ છે કે, અલ્લાહતઆલા તમામ નેક અમલોનો સવાબ દશગણું વધારો કરીને આપે છે. એ હિસાબે રમઝાન મહીનાના રોઝાઓ દશ મહીના બરાબર થયા અને શવ્વાલના રોઝાઓનો સવાબ બે મહીના બરાબ થયો એવી રીતે આખો વરસ રોઝહ રાખવાનો સવાબ મળી જાય છે.

શવ્વાલના છ રોઝાઓ એકધારા રાખવામાં આવે અથવા થોડા-થોડા દિવસો પછી બન્ને રીતે રાખી શકાય છે. તેમાં કોઈ એક રીતને બીજી રીત ઉપર કોઈ ફઝીલત નથી. કેમ કે આ રોઝાઓની હૈસિયત સુન્નત રોઝાઓની છે. શવ્વાલ મહીનાના દિવસોમાં પોતપોતાની સગવડતા પ્રમાણે ૬ રોઝાઓ રાખી લેવામાં આવે તો તેનું સવાબ એક સરખું જ મળશે.

શવ્વાલના છ રોઝાઓની એટલી મોટી ફઝીલત અને મહત્વતા હોવા છતાં તેની વ્યવસ્થા અને તેનું પાલન કરવાની સ્થિતિ એવી છે કે તેને ખાસ કરીને સ્ત્રીઓ અને મુખ્યત્વે પીઢ અને ઘરડી સ્ત્રીઓ જ તેનું પાલન કરે છે અને પુરૂષોમાં નામમાત્ર કોઈ પીઢ અને બુઝુર્ગ પુરૂષ કે જેઓ દુન્યવી ઝિંદગીથી રિટાયર્ડ થઈ ગયા હોય છે. જેમને ખાવાપીવા અને ઈન્સાની જીવન જરૂરિયાતોથી નિવૃતી મળી જતાં હવે આખિરત (પરલોક) ની ફિકરમાં હંમેશા અલ્લાહ અલ્લાહ કર્યા સિવાય બીજું કંઈ કામ હોતું નથી તેઓ જ આ રોઝાઓની સંભાળ રાખતા નજરે ચડે છે.

પરંતુ ઘણો જ અફસોસ થાય છે એવા નવયુવાન મર્દો અને સ્ત્રીઓ ઉપર જેઓ તંદુરસ્ત અને હટ્ટાકટ્ટા છે. તેઓ આ રોઝાઓ તેમજ બીજા નફલી અમલોનું પાલન કરવામાં અત્યંત બેપરવાહી અને ગફલત વર્તી રહ્યા છે. એટલા માટે જરૂરત છે તંદુરસ્ત-નવયુવાન મર્દો, ઔરતો, તરૂણોને કે તેઓ નેકઅમલોનું પાલન કરવામાં વધુ પડતું ભાગ લે કેમ કે, નફલી અમલો વડે એક બંદો પોતાના પૈદા કરનાર ખાલિકથી નીકટતા હાસલ કરી શકે છે. એટલા માટે દરેક મોમિન મર્દ અને ઔરતે કોઈપણ જાતના ભેદભાવ, ઉંમરની બંધી રાખ્યા વગર જીવનમાં નફલ અને સુન્નત ઈબાદતો વધુમાં વધુ કરવી જોઈએ અને અલ્લાહતઆલા પાસે સારી ઉમ્મીદો રાખવી જોઈએ. અલ્લાહ અમને ફર્ઝની સાથે નફલી ઈબાદતોના પણ પાબંદ બનાવે. આમીન

**કુર્આન અને હદીષ સિવાય લેખકના અંગત વિચારોથી પ્રકાશકનું સહમત હોવું જરૂરી નથી. -પ્રમુખ**

વોટ્સએપ પર ઈસ્લામી મેસેજ મેળવવા માટે તમારૂં નામ અને ગામ
09712037837 - 09429017555 પર મોકલો.

**ઈસ્લામિક ઈન્ફોર્મેશન સેન્ટર, ભુજ - મો. : ૮૪૦૧૭ ૮૬૧૭૨**

ઈકરા પ્રિન્ટર્સ, ભુજ. મો. ૯૯૭૯૮ ૨૯૭૦૩